ધી ઇસ્માઇલી સોસાઇટી

ગુજરાતી અનુવાદ સીરીઝ નં. ૨.

# શનાખતે ઇમામ

યાને

# ઈમામની ઓળખાણ

## ૨

અનુવાદક:

વલીમહમદ નાનજી હુદા

આવૃત્તિ ૧ લી. નકલ ૧૦૦૦

૧૯૪૭

કિંમત રૂ. ૦ાા આફ્રિકા શી. ૧ાા પોસ્ટેજ જુદું.

ઇસ્માઇલી સોસાઇટી માટે પ્રગટ કરનાર

ઠાકર એન્ડ કું બુકસેલર્સ

રામપાર્ટ રોડ મુંબઇ ઇન્ડીયા

THE ISMAILI SOCIETY

# SHANAKHTE-IMAM

## (Fasl dar Bayan-i Shinakht-i Imam)

or

## THE RECOGNITION OF IMAM.

Translated into Gujrati by

V. N. HOODA.

1947

*Published for the* Ismaili Society *by*
THACKER & CO., LTD.
Rampart Row, BOMBAY, INDIA.

ધી ઇસ્માઇલી સોસાઇટી

ગુજરાતી અનુવાદ સીરીઝ નં. ૨.

# શનાખતે ઇમામ
યાને
# ઈમામની ઓળખાણ
## ૨

અનુવાદક:
વલીમહમદ નાનજી હુદા

આવૃત્તિ ૧ લી. નકલ ૧૦૦૦

૧૯૪૭

કિંમત રૂ. ૦ાા આફ્રિકા શી. ૨ાા પોસ્ટેજ જુદું.

ઇસ્માઇલી સોસાઇટી માટે પ્રગટ કરનાર
ઠાકર એન્ડ કું બુકસેલર્સ
રામપાર્ટ રૉવ મુંબઇ ઇન્ડીયા

# યાદી



સને ૧૯૪૬ના ફેબ્રુઆરી માસની ૧૬મી તારીખે મુંબઇમાં સ્થાપન થયેલી "ધી ઇસ્માઇલી સોસાયટી"નો હેતુ ઇસ્માઇલીઝમ એટલે ઇસ્લામમાં ઇસ્માઇલીની બધી શાખાઓની હીલચાલો, તેમનાં સાહિત્ય, ઇતિહાસ, ફીલસુફી, આધ્યાત્મવાદ અને એવાં બધાં સાથે સંકળાયેલી સઘળી બાબતોના સ્વતંત્ર અને બારીક અભ્યાસને ઉત્તેજીત બનાવી તેમાં વૃધ્ધિ કરવાનો છે, સોસાઇટીએ પોતાનાં કાર્યક્ષેત્રમાંથી કોઇપણ તરેહના ધાર્મિક અથવા રાજદ્વારી પ્રચાર કે વાદવિવાદને બાકાત રાખેલ છે અને ઇસ્માઇલીની કોઇ અમુક શાખાનું દૃષ્ટિબિન્દુ સાબિત કરવાની તેની ઇચ્છા નથી. આવા અભ્યાસ સાથે સંબંધ ધરાવતા જુદાજુદા વિષયો ઉપરના વૃતાંતો, પુરાતન ઇસ્માઇલી કૃતિઓની મુળ પ્રતોની બારીક તપાસ સાથેની આવૃતીઓ તેના તરજુમા અને ટુંકા પત્રો અને નોંધોના સંગ્રહ પ્રગટ કરવાનો ઇસ્માઇલી સોસાયટી ઇરાદો રાખે છે અને ઇસ્માઇલીઝમના જ્ઞાનમાં હિસ્સો આપતી સમ્પુર્ણ યોગ્ય લાગતી જુદા જુદા લેખકોની કૃતિઓ પ્રગટ કરવાનું સ્વિકારે છે. વિષયના અગત્યના અભ્યાસ ઉપર અવલંબિત હોય એવા વિચારો અને અભિપ્રાયોની છુટથી આપ લે થાય એને ઉત્તેજન આપવાની ઇસ્માઇલી સોસાયટીની હંમેશની નિતી છે. એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે કે ઇસ્માઇલી સોસાયટી તરફથી કોઇપણ કૃતિ બહાર પડે એથી એનો કોઇપણ રીતે એવો અર્થ થવો જોઇતો નથી કે એમાં દર્શાવેલા વિચારો અથવા દૃષ્ટિબિન્દુઓને સોસાયટીની અનુમતી છે અથવા સ્વિકારે છે.

# પ્રસ્તાવના



આજથી આસરે ૩૦ વર્ષની વાત ઉપર મનુષ્ય ઉત્પત્તિની શોધખોળ કરનાર એક રશીયન વિજ્ઞાન શાસ્ત્રી મી. આઈ. આઇ. ઝરૂબિન, અપર ઓક્ષસ પર્વતમાં આવેલા શુગ્નાન નામના જીલ્લામાંથી ૧૧ હસ્તલિખીત પ્રતો લઇ આવ્યો હતો અને તેમાંની હકીકતોનું વર્ણનવાળું એક પત્ર તૈયાર કરવાનું કામ સેન્ટપીટર્સબર્ગના "એસિયાટીક મ્યુઝી-યમ ઓફ રશીયન અકેડેમી ઓફ સાયન્સ" જે હાલમાં "ઇન્સ્ટીટયુટ ઓફ ઓરીયન્ટ સ્ટડીઝ" નામે ઓળખાય છે તેના મદદનીશ રખેવાળ મી. ડબલ્યુ આઇવેનોને સોંપવામાં આવ્યું હતું.

આ પ્રતોમાંની છ માં બદકશાનના ઇસ્માલીયોના મજહબને લગતી જુદી જુદી કૃતિયો હતી. વિશાળ અર્થમાં ઉમ્મુલ કિતાબ," "કલામેપીર," અને શાહ નાસિર ખુશરૂ કૃત "વજહે-દીન" અને ન્હાની ન્ડાની કૃતિઓ અને છુટક ટુકડાઓના સમૂહને સંભાળપૂર્વક એક સાથે બાંધેલ હતા. આ ન્હાની કૃતિયોમાંની એક કૃતિ નામે "ફસ્લ દર બયાને શનાખતે ઇમામ વ હુજ્જત" તેમને ખાસ મનોરંજક લાગી.

મજકુર બધી કૃતિયોનું ટુંકુ વર્ણન સને ૧૯૧૭ના "બુલેટીન ઓફ રશીયન અકેડેમી ઓફ સાયન્સ"માં પાને

૩૫૯ થી ૩૮૬ માં મી. ડબલ્યુ આઇવેનોની નોંધમાં આપવામાં આવેલ છે.

આમ જનતામાં ઇસ્માઇલી મજહબ સંબંધી ભરોષાપાત્ર માહિતીની તંગી અને તે સંબંધમાં ખરી કૃતિની લગભગ ગેરહાજરી હોવાથી, આ કૃતિમાં આપવામાં આવેલાં ગુહ્ય વિષયો સંબંધી આલેખન તેમજ લેખકે ફારસીના સામાન્ય સાહિત્યને લગતાં જુદા જુદા લેખકો અને કવિયોના આપેલા અવતરણોને લીધે આ એક ધ્યાન ખેંચનારી અને વધારે આગળ પડતી પુસ્તિકા જણાયાથી, મી. ડબ્લ્યુ આઇવેનોએ એ અસલ કૃતિ તેના તરજુમા સાથે તૈયાર કરી બ્હાર પાડવાનું નક્કી કર્યું અને અસલમાંથી તેની નકલ તેમણે ઉતારી લીધી; પણ લડાઇ અને રશીયામાં જાગેલા બળવાને કારણે, એને રશીયામાંથી બ્હાર પાડવાનું તેમનાથી બની શક્યું નહિ.

સને ૧૯૧૮ ની સાલમાં જ્યારે તેને બુખારા અકેડેમીમાં મોકલવામાં આવ્યા ત્યારે તેણે તે કોપી પોતાની સાથે એજ હેતુસર લઇ લીધી; તેમનો ઇરાદો એ કૃતિમાં કેટલીએક જગ્યાએ ગુહ્ય અને અધરી બાબતો હતી તે વિષે ઇરાનમાં વસતા ઇસ્માઇલી વિદ્વાનોની સલાહ લેવાનો હતો. કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે તે પાછા સેન્ટપીટર્સબર્ગ (રશીયા) જઇ શકયા નહિ અને તેને બદલે તેઓ ઇરાન અને ત્યાર બાદ હિન્દુસ્તાન આવ્યા અને હિન્દુસ્તાનમાંજ રોકાઇ ગયા.

ખુરાસાનમાં સ્થાનિક ઇસ્માઇલીયોના સંસર્ગમાં આવીને આ પુસ્તિકા સંબંધમાં તેમણે પૂછપરછ કરી જોઇ પણ તેના તરજુમામાં મદદરૂપ થાય એવી જોઇતી માહિતી તેમને મળી શકી નહિ. તે પછી તેઓ હિન્દુસ્તાન આવી વસ્યા જ્યાં તેમને હુન્ઝા, ચિત્રાળ અને શુગ્નાનના કેટલાએક ઇસ્માઇલીયોની મુલાકાત થઇ અને તેમને તેમણે આ પુસ્તિકા સંબંધમાં પૂછપરછ કરી, જોઇતી કેટલીક માહિતી મેળવી લીધી.

હિન્દુસ્તાનમાં આવ્યા બાદ તેમણે અસલ કૃતિ અને તેનો અંગ્રેજી તરજુમો તૈયાર કર્યો અને તે "મેમોયર્સ ઑફ ધી એસીયાટીક સોસાઇટી ઑફ બેંગાલ"ના ૮ મા વોલ્યુમના પાના ૧ થી ૭૬ સુધીમાં "ઇસ્માઇલી ટીકા"ના મથાળા નીચે કલકત્તામાં સને ૧૯૨૨ માં બ્હાર પાડયો.

શાહ નાસિર ખુશરૂના કાવ્યોની કૃતિયો સિવાય ઇસ્માઇલી મજહબની મૂળ ફારસી કૃતિ આજ સુધી કોઇ બ્હાર પડી હોય તો આ પ્હેલીજ હતી અને તેથી કુદરતી રીતે એણે ઇસ્માઇલીયો પોતામાં અને ઇસ્માઇલી મજહબના અભ્યાસીયોમાં ભારે રસ પેદા કર્યો અને એ અંકનો એટલો ભાગ છૂટો પાડી જેટલી કોપીયો છપાવી બ્હાર પાડવામાં આવી તે બધી કોપીયો તુરતજ વેચાઇ ગઇ અને એથી જેમને એ વિષય વાંચવો હોય તેમણે આખું ૮ મુ વોલ્યુમ ખરીદવું પડે એમ હતું કે જેમાં ઇસ્માઇલીયો સાથે સંબંધ ન હોય એવી ઘણી

આવતો હોય; જો કે અત્યારે તો એ આખું વોલ્યુમ પણ મળી શકે તેમ નથી.

એ પ્રકાશનને અત્યારે ૨૫ વર્ષ જેટલો લાંબો ગાળો વિતી ગયો છે છતાં તેની અગત્યતા જરાએ ઓછી થઇ નથી બલ્કે તે સંબંધી આગળ વધતા અભ્યાસ અને શોધખોળને પ્રતાપે ઉલ્ટી વધી છે અને તેથી અત્યારે તે વધુ રસદાયક થઇ પડે એ દેખિતું છે.

ફાતમાઇત જમાનાના સાહિત્ય અને તેની પશ્ચાદ ભૂમિકા તરીકે આ પુસ્તિકાએ કિમતી પૂરવણી કરી છે તેથી અને તેની ઘણી મૂખ્ય હકીકતો અનોખી રીતે પ્રકાશમાં આવેલ છે એથી, અભ્યાસીયો કે જેઓ સમ્પૂર્ણ સાધનોવાળી લાયબ્રેરી ધરાવતા નહોય તેમને આવા પુસ્તકોની ખોટ દેખાય અને એ ખોટ કોઇ પણ રીતે દૂર થવાની જરૂર છે.

આ પુસ્તિકાના મૂળ લેખક કોણ છે તે તેની અસલ કૃતિમાં આપેલ નથી તેમજ મી. આઇવેનોની શોધખોળમાં પણ લેખકનું નામ મળી શકયું નથી પણ એ કૃતિમાં જે અવતરણો આપવામાં આવેલાં છે તે બધાં કવિઓ આમ જનતામાં જાણિતા અને માનિતા હોવાથી તેમના હૈયાતીકાળ ઉપર નજર ફેંકતા આ કૃતિ આજથી ૪૦૦ વર્ષ ઉપર કોઇ ઇસ્માઇલી દાઇ તરફથી તૈયાર કરવામાં આવી હોય એવું અનુમાન નીકળી શકે છે, પોતાના હમદીન ભાઇયોને, વધુ

ભણેલા અને થોડું ભણેલા બધાને એક સરખો લાભ મળે એવી સાદી ભાષામાં આ કૃતિ લખી હોવાનું લેખકે જણાવ્યું છે.

આ કૃતિમાં હ૦ મૌલા મુરતઝાઅલીની ઇમામત વખતે હુજ્જત તરીકે સલમાન ફારસને જણાવેલ છે જ્યારે હિન્દુસ્તાનના દાઇયોએ હુજ્જતને પીર અથવા સતગુરૂ કે આદ્યગુરૂ ગણીને હ૦ નબી મહમદ મુસ્તફા (સ૦) ને પ્હેલાં પીર તરીકે ગણાવેલ છે એટલા ફર્ક સિવાય આ પુસ્તિકામાં આપવામાં આવેલા વિષયો હિન્દુસ્તાનમાં નીઝારી શાખાના પીરોએ કરેલા બોધને લગભગ મળતાં છે; જો કે હિન્દુસ્તાનના નિઝારી ઇસ્માઇલીયો સલમાન ફારસને હ૦ મૌલા મુરતઝાઅલી (સ.) અહલેબૈતમાં ગણવા જેટલું માન આપતા હતા એ બાબતથી બિનવાકેફ નથી.

મુંબઇની "ઇસ્માઇલી સોસાઇટી" કે જેણે આવું અગત્યનું પુસ્તક તેની મૂળ ફારસી કૃતિ સાથે અંગ્રેજી તરજુમો પોતાની સીરીઝમાં બ્હાર પાડેલ છે અને એના ગુજરાતી અનુવાદને બ્હાર પાડી ફારસી કે અંગ્રેજી ભાષા નહિ જાણનાર ઇસ્માઇલી સાહિત્યના શોખીન અને ઇસ્માઇલી મજહબના અભ્યાસીયોને જે અનુકુળતા કરી આપી છે તે માટે સોસાઇટીના પ્રેસીડન્ટ અને મેમ્બરોનો આ તકે ઉપકાર માનવાની રજા લઉં છું.

મુંબઇ
તા. ૧ લી નવેમ્બર
૧૯૪૭

વલીમહમદ નાનજી હુદા

# વિષય અનુક્રમણિકા



# શનાખતે ઇમામ

યાને

# ઈમામની ઓળખાણ

## બિસ્મિલ્લાહ હિર રહેમાન નિર રહીમ.

"શરૂ કરૂં છું ખુદાના નામથી જે કૃપાળુ અને દયાળુ છે."

આ કિતાબ, "ઇમામ" કે જે દૈવી શ્રૃંગકકાર્ય (અ્ર) ની જહુરાત અને "હુજ્જત" (તેની) સાબિતી કે જે સર્વવ્યાપક બુદ્ધિ (અક્લેકુલ) ની જહુરાત છે અને "દાઇ"–ધર્મ પ્રચારક અને "માઝુને અકબર"–ધાર્મિક જ્ઞાન પ્રચારમાં વધારે આગળ વધેલા અને "માઝુને અસગર"–ધાર્મિક જ્ઞાન પ્રચારમાં થોડા આગળ વધેલા અને "મુસ્તજીબ"–ધર્મમાં નવો દાખલ થયેલો (સાદા અર્થમાં ધર્મ સંબંધી સવાલો પૂછવાનો અધિકારી અને જેને અલબત્તા ખરા જવાબો મળે

એવો) કે જે બધા નફ્સે કુલ–સર્વ વ્યાપક આત્માની જહુરાત છે, અને "અહુલેતઝાદ" વિરૂદ્ધિયો કે જે સર્વવ્યાપક જડતા (જીસ્મે કુલ) ની જહુરાત છે, તે વિષેના વર્ણન વિષે છે.

## ૧–ઇમામ અને તેના હુજ્જતની જહુરાત

પ્હેલાં તો હું ઈમામની ઓળખાણના વિષયથી નીચે મુજબ શરૂ કરૂં છું જેમાંથી તમને સમજવાનું મળશે.

ઇમામ એક એવા મર્દને કહેવામાં આવે છે કે જે કોઈ (એક) વખત તે જાતે (સીધી રીતે) ઓળખી શકાય છે અને બીજી કોઇ વખત તેને તેના હુજ્જત (પીર–આદગુરૂની રહેબરી) થી ઓળખી શકાય છે. ફક્ત ધર્મના શનિશ્ચરના દિવસે જ તેને (સીધી રીતે) ઓળખવાનું બની શકે છે.

આ જાણવું જોઇએ છે કે ધર્મનો દરેક દિવસ દુનિયાના એક હજાર વર્ષ જેટલો હોય છે અને (એ મુજબ) તેનું હફ્તા–અઠવાડિયુ સાત હજાર વર્ષનું હોય છે; અને આ સાત દિવસોમાં એક રોઝે દીન યાને ધર્મનો દિવસ (યોમે દીન) એક જ હોય છે, વધારે

નહિ; અને બીજા છ દિવસો તે ધર્મની રાત્રી ગણાય છે અને ધર્મના દિવસને રોઝે શમ્બા—ધર્મનો શનિશ્ચર કહેવામાં આવે છે કે જે દિવસે દીન (ધર્મ)નો સૂર્ય જે ઇમામ છે તે આશકારા ખુલ્લો થાય છે.

એટલા માટે કહેવામાં આવ્યું છે કે—

"બધી આજ્ઞાઓ ચાલી જશે પણ શમ્બા (શનિશ્ચર) સંબંધી (આજ્ઞા કાયમ) રહેશે."

બીજા છ દિવસો ધર્મની રાત્રી ગણાય છે તેનું કારણ એ છે કે તે છ દિવસોમાં, જેવી રીતે દુનિયાની રાત્રી, દુનિયાના સૂર્ય આડે પડદો બની રહે છે, તેવી રીતે "શરીયતે પૈગમ્બરાન"—પેયગમ્બરોની શરીયત, ઇમામની આડે પડદો બની રહે છે.

પણ જેવી રીતે સૂર્ય અપ્રગટ બની જાય છે ત્યારે ચંદ્ર હોય છે કે જે તેનો કાયમ મુકામ—તેની જગ્યા સાંચવનાર હોય છે, તેમ જ્યારે ઇમામ પોતે પ્રસિદ્ધ નથી હોતા ત્યારે તેના તરફથી નિમાયેલ હુજ્જત (પીર—આદગુરૂ) હોય છે કે જે તેના કાયમ મુકામ (તરીકે) ગણાય છે અને તેના બન્દાઓ યાને અહલે

તરતીબ, તેના તરફથી મળતી તઆલીમના પ્રકાશથી ઇમામને ઓળખી શકે છે.

એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે આ છ હજાર વર્ષો કે જે ધર્મની રાત્રી છે તેમાં તે (ઇમામ) પણ કોઈ કોઇ વખત જાહેર (પ્રસિદ્ધ) થાય છે પણ તેની આવી જહુરાત મઆનવી યાને પૂર્ણ કળામાં હોતી નથી, એટલે તેના સંબંધી હકીકતી શનાખત ખરા સ્વરૂપમાં મેળવી શકાતી નથી; એથી ઉલટું શનિશ્ચરના દિવસના હજાર વર્ષોમાં તે સમ્પૂર્ણ કળાથી પ્રકાશતા હોવાથી તેની હકીકતી શનાખત હાસલ થઇ શકે છે.*

ત્યારે આ છ હજાર વર્ષોમાં તેની શનાખત (ઓળખાણ) મેળવી શકાતી નથી જેમકે "રૂઇસ" કહે છે કે—

"(ઇમામની) જહુરાત એક ભેદ છે; કોઇ (સાધારણ) વ્યકિત સાથે તેને ભેળવી દેતો નહિ.

"કારણ કે મૌમીન કે જે કયામતમાંથી

* શકલી, ઇઝારી અને મઆનવી એ ઇમામની જહુરાતના જુદા જુદા પ્રકાર દર્શાવતી સંજ્ઞાઓ છે.

પસાર થાય છે તેને તો તે "હાજર હોય કે ગેરહાજર બધું સરખુંજ છે."*

વળી એ માનવું પણ મુર્ખાઈ ભરેલું છે કે ખાસાને તરતીબ (મોમીનો) ને તેની ઓળખાણની શકયતા વગર છોડી દેવામાં આવે; કારણ કે આવી શનાખત મેળવવાના કારણુસર તો આ જગત પેદા કરવામાં આવ્યું છે. જો તેમને તેવી રીતે છોડી દે તો તે–નૌઝબિલ્લાહ (ખુદા એવું ન કરે) બખીલ ગણાય; એટલા માટે આ (ધર્મની) રાત્રી વખતે ચંદ્રનું હોવું આવશ્યક છે, કે જે પોતાના ખરા સ્વરૂપમાં અખંડિતપણે જાહેર પ્રકાશતો રહે.

ચંદ્ર કે જે જ્યારે પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશતો હોય ત્યારે, જે કોઈ શનાખત મેળવી ન શકે તો સૂર્યની શીકલી જહુરાત કે જે વખતે તે કાંઈ પ્રકાશ નથી આપતો ત્યારે, તે શું ફાયદો મેળવી શકે ?

---

* મી. આઇવેનોના જણાવવા મુજબ મુળ ફારસી કૃતિમાં આ કડીમાં નકલ ઉતારનારાઓની શરતચુકથી કેટલીએક ભૂલો રહી જવા પામી હોય એવું દેખાય છે એટલે તેમણે અંગ્રેજીમાં કરેલો તરજુમો ચોકસાઇપૂર્વકનો ગણેલ નથી. અંગ્રેજી ઉપરથીજ ગુજરાતી અનુવાદ કરવામાં આવેલ છે.

જેમકે એક કવિએ કહ્યું છે કે—

"જો (હુજ્જતના) એક ખરા તાત્વિક જહુરાતમાંથી આજે કાંઈ ફાયદો મેળવી ન શકાય તો, કાલે (ઈમામના) શારરિક જહુરાતમાંથી શું મળવાનું છે ? !"

વળી એક બીજી જગ્યાએ કહેલું છે કે—

"(હુજ્જતની) તાત્વિક સ્વરૂપની પૂર્ણ જહુરાત કે જ્યારે દઅવત (ધાર્મિક પ્રચારનું કાર્ય) ચાલુ હોય છે તે, જેવી રીતે તે હોય છે તેનાથી તે, કાંઇ ન્હાનો કે મ્હોટો થઇ જતો નથી."

## ૨–જ્યારે ઇમામ અપ્રગટ* હોય છે ત્યારે દઅવત-ધાર્મિક પ્રચારની જરૂરત.

દરેકે એ પણ જાણી લેવું જોઇએ કે, ધર્મની રાત્રીના છ હજાર વર્ષોમાં જ્યારે ઇમામ (એક સાધા-

* આ જગ્યાએ "અપ્રગટ" ઇમામનો અર્થ કોઇ પણ રીતે "ગયબ ઇમામ" થતો નથી કે જેવી રીતે અન્ય ધર્મવાળાઓ માને છે, ઇમામ દુનિયામાં હમેશાં હાજર અને મોજુદ હોય છે, જો તે પ્રમાણે ન હોય તો દુનિયાની હસ્તી ટકી શકે નહિ.

રણુ માણુસ જેવા) શારરિક સ્વરૂપમાં જાહેર હોય છે, ત્યારે તેના હુજ્જત સમ્પૂર્ણપણે જાહેર નથી હોતા એથી અમીરૂલ મૌમનીન ( હ૦ અલી ) ના વખતમાં સલમાન ફારસે એક સિવાય બીજાને પોતાને મળેલો ભેદ જાહેર કર્યો નહિ પણ જેવા ઇમામ અપ્રગટ થાય છે કે તરતજ તે (હુજ્જત) ને સમ્પૂર્ણપણે જાહેર થવું પડે છે અને એ તો અસંભવિતછે કે ઇમામનું શારરિક સ્વરૂપ તેમજ તેમના માટેનો પ્રચાર બેઉ અદ્રષ્ય થઇ જાય. એમ થાય તો આ શ્રૃષ્ટિનો વિનાશ થઇ જાય.

પ્રસંગોપાત હુજ્જતની જહુરાત સમ્પૂર્ણપણે પાછી ખેંચી લઇને ઇમામ પોતે સાધારણુ માણુસ તરીકે જાહેર રહે છે, તેનું કારણુ એ છે કે તે વખતે લોકો (ધાર્મિક સિદ્ધાંતો ગ્રહણુ કરવા) કાબેલ નથી હોતા; ઔઝ બિલ્લાહ–ખુદા એવું ન કરે.

હકીમ નીઝારી જેમ પોતાની કવિતામાં કહે છે કે–

"(ઇમામની) સમ્પૂર્ણ જહુરાત (નો સમય) ભેદના પડદામાં છે એટલે તું તેના આગમનના આર્ઝુમન્દોથી તેને દૂર કરતો નહિ અને આ પછી,

બ્હેસ્તનો દયાનો દરવાજો, અમે કાંઈ ભૂલ કરી બેસીયે તો અમારા માટે બંધ કરી દેતો નહિ."

એ મુજબ એ સાબિત થાય છે કે તેના ગુલામોની બેદરકારી, ભૂલો અને પાપોને લીધેજ તે રહેમતનો દરવાજો અને તેની પોતાની શનાખત મેળવવાનો રસ્તો પ્રસંગોપાત બંધ કરે છે અને તેમને તેમના કિસ્મત ઉપર છોડી દે છે.

"જો તું અમને અમે ગમે તેમ વર્તીએ એવી રીતે છોડી દે તો, (પછી ચોકખે ચોકખો) ખુલાસો કર કે અમારા પાસેથી તું કેવા કૃત્યની આશા રાખે છે ?"

## ૩. ઇમામની ચાર પ્રકારની શનાખત.

અને વળી દરેકે એ પણ જાણવું જોઇએ કે, ઇમામની શનાખત (ઓળખાણ) ચાર પ્રકારની હોય છે.

પ્હેલી–તેની શારરિક શનાખત મેળવવી કે જેમાં હયવાનો પણ ભાગ લઇ શકે છે.

બીજી–તેનું નામ જાણવું, કે જે વિરૂદ્ધિયો પણ જાણી શકે છે.

ત્રીજી—તેની ઈમામતની શનાખત હાસલ કરવી. આમાં અહલે તરત્તીબ યાને વ્યવસ્થા મુજબના દરજ્જાવાળા લોકો ભાગ લઇ શકે છે.

ચોથી—તેના અસલ સ્વરૂપની શનાખત મેળવવી. આ ફક્ત તેના હુજ્જત (તેના તરફથી નિમાયેલ પીર—આદગુરૂ) નેજ હોઇ શકે છે.

## ૪. હુજ્જતો અને દાઇયોનું ઇમામ વિષેનું જ્ઞાન.

વળી દરેકે એ પણ જાણવું જોઇએ કે અહલે તરતીબ એટલે કે દાઈ અને તેનાથી ઉતરતા દરજ્જા (હુદુદ)વાળા લોકો ઈમામની જાતનો પત્તો બે નિશાનીયોના માર્ગદર્શનથી મેળવી શકે છે; તે બે નિશાનીયોમાંની એક તેની "નસ" યાને તેના વંશપરંપરાની નિમણુક અને બીજી તેના "વંશ" ઉપરથી.

પણ તેના પસંદ કરાયેલા એટલે કે હુજ્જત, તેને અઝલ યાને આદિ કાળથી પોતાના અદ્‌ભુત જ્ઞાન અને કુદરતી સ્વભાવથી પિછાણે છે. કેટલાએક થઈ ગયેલા જમાઓમાં કેટલાક દાઈયોએ પોતાની પાસે સત્ય જ્ઞાન હોવાથી ઇમામની જાતને ઓળખવામાં ભૂલ થાપ નથી ખાધી તેનું (તેમની ખરી પિછાણનું) કારણ એ છે કે

તેઓ એ મુખ્ય સિદ્ધાંત ઉપર ચાલ્યા હોવાનું છેઃ પણ બીજા દાઇયો ઉંધે રસ્તે ચડીને ભૂલથાપ ખાધી તેનું કારણ એ હતું કે તેમણે ફક્ત (ઇમામના) વંશ—વિલાદત્તના સિદ્ધાંત ઉપરજ લક્ષ રાખ્યું હતું; એટલા ખાતરજ તેમણે **શાહ નીઝા**રને તેમની ઇમામત (ના ખરા દાવાઓ) સાથે છોડી દીધા, (આમ કેમ બન્યુ) તેનું આજ કારણ હતું.

એ જમાઓમાં કે જેમાં તેણે બેઉ દલીલોને બરતરફ કરી તે વખતે તેણે પહેલાં પોતાના હુજ્જતને જાહેર કર્યાં અને તેની નિમણુક કરી અને ત્યાર પછી તેણે પોતાની બેઉ દલીલો બરતરફ કરી અને પોતે અહલે તરતીબ—વ્યવસ્થિત દરજ્જાવાળા લોકોમાંથી શીકલી સ્વરૂપમાં પણ અપ્રસિદ્ધ થઇ ગયા. આગળ જતા મોઅમીનોમાં આગળ વધેલાંઓએ એ બાબતમાં પૂરતી ચકાસણી પછી થયેલાં હુજ્જતના માર્ગદર્શન અને દલીલની મદદથી ઇમામની જાતનો પતો મેળવ્યો; પણ કેટલાએક (ઇમાનમાં) અધુરાં લોકોએ હુજ્જતના બોધ ઉપર ધ્યાન આપ્યું નહિ અથવા બહુમતીના વિચાર મુજબ ચાલવાથી તેઓ તેમનો બોધ સમજી શકવાને કાબેલ રહ્યા નહિ.

## ૫. ઇમામ અને હુજ્જત વચ્ચેનો સંબંધ.

દરેકે એ પણ સમજવું જોઇએ કે ઈમામના વંશધરો ચાર પ્રકારના હોય છે.

૧ લા. શારરિક રીતે તેના તરફથી ઉતરી આવેલ હોય તે; જેવા કે મુસ્તેઅલી.

૨ જા. જેઓ તેમના રૂહાની પ્રકારથી ઉતરી આવેલા હોય તે; જેવા કે સલમાન.

૩ જા. જેઓ તેમના શારરિક તેમજ રૂહાની બેઉ પ્રકારથી ઉતરી આવેલ હોય તે જેવાકે ઇમામ હસન કે જે ઈમામે મુસ્તઉદા એટલે કે જેને ઈમામત (કામચલાઉ તરીકે) સુપ્રદ કરવામાં આવી હોય તેવા ગણાય છે.*

---

* નીઝારી શાખાના ઇસ્માઇલીયો હ. "ઇમામ હસન" (અ૦)ને હ૦ નબી મહમદ મુસ્તફા બાદ બીજા પીર તરીકે ગણે છે; જ્યારે હ૦ "ઇમામ હુસેન" (અ૦) હ૦ મૌલા મુરતઝાઅલી બાદ બીજા ઈમામ તરીકે માને છે. હ૦ ઈમામ હસનને રાજ્યદ્વારી કારણોસર ઇસ્લામના તાજાં ફાલતા બગીચાના હિતને ખાતર હ૦ ઈમામ હુસેન અ. પોતાના પ્રતિનીધી તરીકે નિમ્યા હતા જેથી તેઓશ્રી જાહેરમાં "ઇમામે મુસ્તેઉદા" તરીકે ગણાયા છે.

૪ થા. અને છેલ્લા તેઓ કે જેઓ તેમના શારરિક રીતે, રૂહાની પ્રકારે અને દૈવી અંશથી, તેમના તરફથી ઉતરી આવેલ હોય છે; જેવાકે આપણા મૌલા (મૌલાના) શાહ ઈમામ હુસેન કે જે ઇમામે "મુસ્તેકર" યાને ખરેખરા (ઈમામ) ગણાય છે.

હવે જ્યારે એ સાબિત થયું કે "હુજ્જત" એ ઈમામના રૂહાની વંશધર હોય છે એટલે આ દિવસોમાં હુજ્જતની પદ્વિ (અંગ્રે હુજ્જત) તેણે પોતાના શારરિક વંશધરને આપેલ છે તે એક સામાન્ય નિયમ મુજબ છે, નહિ કે એક અપવાદ રૂપે.

ઈમામ હમેશાં (અંગ્રે આમ) આમ અને (અંગ્રે ખાસ) ખાસ વર્ગ માટે (જુદ જુદા) કાયદા રાખતા હતા અને અત્યારે પણ તેમજ છે. તેમાંનો પ્હેલો (કાયદો) જેઓ મખફી શિક્ષણ સંબંધમાં તદન અજ્ઞાન હોય અને બીજાઓ કે જેમાં બધા જાહેરી શરીયતના પાબન્દ લોકો હોય તેવાઓ માટે હોય છે. અને ખાસ લોકો માટેનો કાયદો એવા શખ્સો માટે હોય છે કે જે મખફી શિક્ષણ સમજી શકે છે અને

તેમની સાથેના બીજા ધર્મબન્ધુઓ માટે હોય છે કે જેથી બેઉ કોટીના લોકોને, આ બાબત ઘટતે સ્થળે વિગતવાર સમજાવવામાં આવશે તે મુજબ, લાભ મળી શકે.

## ૬. ઈમામની જહુરાત જગતની હસ્તી ટકાવી રાખવા માટે ખાસ અગત્યની છે.

એ પણ જાણવું જરૂરનું છે કે જડ, ચેતન્ય અને બ્રહ્મમય ત્રણે (કવાન) જગતમાં ઈમામે જરૂર મોજુદ રહેવું જોઇએ કારણકે તે ખરેખર, અવશ્યની હસ્તી (વાજેબુલ વજુદ) છે. પાછળના નામધારક (યાને મુમકિનલ વજુદ) એ જાતની દરેક ચીજ કહેવાય છે કે જે પોતાની મેળે હસ્તી ધરાવી શકતી નથી, અને જ્યારે આ બધી શકય હસ્તી ધરાવતી ચીજો ખરેખર હસ્તી ધરાવે છે એ ઉપરથી સાબિત થાય છે કે ઈમામ બેઉ હસ્તીઓમાં, તેમનઃ સામાન્ય વર્ગમાં, મોજુદ છેજ. જો એમ નહિ હોત તો આ (અકવાન) જગતોની હસ્તી ટકી શકતે નહિ.

અગર કોઇ એમ કહે કે શ્રૃજનહાર (મજીદ) એક અશકયતા છે કારણ કે (કોઈપણ વસ્તુની) હસ્તીની

વિરૂદ્ધની બાજુ તેના બરાબરની શકય (મુમકિનાત) વસ્તુની બિન હસ્તી છે (યાને તેજ પંકિતને લગતી છે.) અને નહિ કે તે એક (અલ્લાહ) કે જેના ઉપર હૈયાતી ખુદ આધાર રાખે છે તેની બિન હસ્તી; અથવા તેમની (બીનહસ્તી) અવષ્યની હસ્તી (વાજેબુલ વજુદ) નો એક ભાગ થતો નથી; અથવા એ એમ કહે કે તેઓ હસ્તીમાં છે પણ એક બીજાના કારણ રૂપ છે.– આ બધું વાહ્યાત છે.

ત્યારે હવે એ સાબિત થાય છે કે ઇમામ બેઉ જહાનમાં કે જેમાંની એક ખલ્કી અને જીસમાની છે અને બીજી અમ્રી અને રૂહાની છે (તેમાં) અને ત્રણે પ્રકારે કે જે આલમે અમ્ર સાબિત થાય છે, તે રીતે જાહેર હોય છે.

પેદા કરેલા અને જીસ્માની જગ્તમાં તેની ઓલાદ (તેમના વંશ મુજબ) એક સરખી હોય છે, કે જેથી બાપની જગ્યા દીકરો લે છે, તેજ મુજબ રૂહાની અને અમ્રે ઇલાહી જગ્તમાં બને છે, એમ વિરૂદ્ધિયો શરીયતના કાનુન મુજબ અને અહલે તરતુબ–વ્યવસ્થિત દરજ્જા ધારીયો તેમને જે તઆલીમ (શિક્ષણ) મળેલ હોય છે તે આધારે અને અહલે વહેદત યાને હુજ્જતે ઇલાહીની મદદથી ખરૂં હોવાનું ખાત્રીપૂર્વક માને છે.

એ સાથે એ પણ જાણવું જરૂરનુ છે કે (ઇમામની) આ ત્રણે પ્રકારની મોજુદગી ઇઝાફી (માયાવી) હોય છે, નહિ કે હકીકી; એથી ઉલ્ટુ જો (તે દેખાય છે તેજ મુજબ) તે હોત તો, શક્ય (મુમકિનાત)ની જગ્ત ઉપર તેની હકુમત હોત. માયાવી (ઇઝાફી) એ ચીજને કહેવામાં આવે છે કે જે (કેટલીક રીતે) એક ચીજના જેવીજ દેખાય છે પણ તાત્વિક રીતે તે જેના જેવી દેખાય છે તે ચીજથી જુદીજ હોય છે જેમકે મૃગજળ પાણીના જેવું દેખાય છે અથવા અરીસામાં પડતું એક પ્રતિબીમ્બ ( કે જેમ તે દેખાય છે તેથી ) જુદીજ વસ્તુ હોય છે. હકીકી તેને કહેવામાં આવે છે કે જે એવું કાંઈક છે કે જે ખરેખર મૂળ વસ્તુ હોય છે; જેમકે પાણી ( કે જેના જેવું મૃગજળ દેખાય છે. ) અથવા તે ચીજ ( કે જેનું પ્રતિબીમ્બ ) અરીસામાં દેખાય છે.

રઇસ હસન પોતાની કવિતામાં કહે છે કે—

"આ જગતમાં હું એક એવી હસ્તી છે કે જે માનવ નજર આગળ મનુષ્યોને એક માણસ તરીકે દેખાય છે.

માણુસના રૂપમાં ત્હું છે અને મનુષ્યો સાથે ત્હું વસે છે.

ત્હારો ખરો ચ્હેરો બતાવ્યા વગર ત્હું મનુષ્યો વચ્ચે આવે છે; (કારણ કે) ત્હારા નિર્મળ અને નિર્ગુણ તત્વ તરીકે ત્હું બધાં(રૂપ)થી પર છે.

જ્યારે ત્હું માણુસો વચ્ચે (દેખાય) છે ત્યારે ત્હું એક મનુષ્ય છે, જ્યારે ત્હું રૂહાનીયોમાં (દેખાય) છે ત્યારે ત્હું રૂહ છે.

ત્હું તેમને તેમની હસ્તી બક્ષે છે તેમજ તેમના ઉપર ત્હું અમલ ચલાવે છે."

અને તેજ રઇસ બીજી કવિતામાં કહે છે કે—

"સિફાતે ઇઝાદી (માયાવી) ગુણ ત્હને કેમ પ્રાપ્ત થયો !

અને જગત માટે તેઓ શા માટે અગણિત બન્યા ? તેનું કારણ એ છે કે દરેક ધર્મ ભલે પછી તે સાચો હોય યા ખોટો, સારો હોય કે નરસો તેમાં (ભજવાની) પોતાને યોગ્ય લાગે તેવી રીતો દાખલ કરીને તને જુદા જુદા નામે બોલાવે છે.

આ બધાં નામો અને ગુણો કે જે દેખાય છે તેનો "હું છુપો ખજાનો હતો" એ કહેતીના ન્હાના ઝાડો સાથેનો એક બગીચો ઊગી નિકળ્યો છે. ત્હું આ બધામાં ભાગ લે છે; ફક્ત ત્હારામાંથીજ આ બધાની હસ્તી ઉદ્ભવે છે અને વંશ પરંપરા ટકી રહે છે.

પરંતુ હકીકતી આંખો તો ત્હને બધાં ગુણો અને બધાં નામોથી પર એવા ત્હારા ખરા સત્વ રૂપનેજ જુએ છે."

અને ખ્વાજા નાસિર કહે છે કે—

"ઓ ત્હું કે જેની હસ્તીને લીધે જગતનું હોવું શકય છે;

"ઓ ત્હું, કે જેના આશ્રયે માણુસ જાતને અમાન મળે છે;

"માણુસ સ્વરૂપમાં ત્હું ખુદાવન્દતઆલાના નુરની જહુરાત છે.

"અને અકલથી જોતાં ત્હું જગતની વિવિધ પ્રકારની ઉત્પત્તિયોનાં મૂળ રૂપ છે.

"બધી મખલુકાતની આંખોથી દેખાતો ત્હું આવે છે, પણ ત્હારી ભેદભરી શક્તિથી ત્હું અકલેકુલથી પણ અપ્રગટ રહે છે.

"ત્રણે જગત ત્હારી સાથે છે અને ત્હું બધાં (જગત)ની સાથે રહે છે.

(રૂહાની અને જીસ્માની) બેઉ જગત ત્હારામાંથી ઉદ્ભવે છે.

"પણ ત્હું તેમાંના બધાથી પર છે."

એથી એ સમજવું જોઇએ કે આ જગતોમાં ઈમામની જહુરાતજ તે તેના ખરા કારણ રૂપ છે એ સિવાય બીજી કોઇ ચીજ નથી.

## ૭. હુજ્જતના મરતબાની વ્યાખ્યા.

ઇમામની શનાખતની બાબત સાબિત કર્યા પછી હવે હું હુજ્જતની શનાખતનો વિષય શરૂ કરૂં છું.

આ જાણી લો કે એ શખ્સને હુજ્જત કહેવામાં આવે છે કે જેનું અને ઈમામનું મૂળ સત્વ રોઝે અઝલ (અનાદી કાળ)થી એકજ હોય છે અને આ દુનિયામાં તેની જહુરાત અહલે તરત્તીબ યાને

વ્યવસ્થિત દરજ્જાવાળા લોકો માટે હોય છે કે જેથી તે પોતાના શિક્ષણથી તેમને તઆલીમ (શિક્ષણ) આપીને તેમને ઇમામની શનાખત કરાવે; કારણ કે ઇમામ પોતે તે (શિક્ષણ) ધારણ કરવા (ની જરૂરત)થી અથવા તે બીજાને આપવાથી મુક્ત હોય છે. હુજ્જત જો કે પોતે તેવું શિક્ષણ બીજા પાસેથી લેવા (ની જરૂરત) થી મુક્ત હોય છે, છતાં બીજાને (શિક્ષણ) આપવાની ફરજથી મુક્ત નથી હોતા. અને દાઈ અને એના પછીના દરજ્જાવાળાઓ (બેઉ ફરજોમાંથી) મુક્ત નથી. નવા મુરીદોને, બીજાઓને તઆલીમ આપવાની રજા નથી પણ તેઓએ તો તઆલીમ લેવાની હોય છે.

એ મુજબ એ ચોકખે ચોકખું સાબિત થાય છે કે હુજ્જતે, શિક્ષણ આપવાની જરૂર છે અને બીજાઓએ શિક્ષણ લેવું અને બીજાને આપવું અથવા પોતેજ કબુલ રાખવું એ જરૂરનું છે. જો તે જાહેર થઈ શિક્ષણ ન આપે તો અહલે તરત્તીબ મુક્તિ મેળવવા અને આખરતમાં સમ્પૂર્ણતા મેળવવાથી બાતિલ રહે અને જો એમ બને તો આ જગતની ઉત્પત્તિનો હેતુ સરે નહિ.

## ૮. હુજ્જતની જરૂરત માટે અકલી દલીલ.

હુજ્જતની મદદ વગર ઇમામને ઓળખવું અશકય છે એ સાબિત કરનારી ઘણીએ અકલી તેમજ નકલી દલીલો છે.

અકલી દલીલો નીચે મુજબ છે.

જે ચીજ હસ્તી ધરાવે છે તેની કમાલિયતનો ગુણ તેમાં રહેલા બળથી, બ્હારથી ધકો મારવામાં ન આવે ત્યાં સુધી ગતિમાં આવી શકતો નથી. જો એમ નહિ હતે તો તેનું પરિણામ ખચિત એજ આવે કે બધા સ્થુળ શરીરો કે જેમાં ચલન શક્તિ પૂર્ણપણે હોવાનુ માનવામાં આવે છે, તે તેની પાછળ રહેલા ચૈતન્ય એટલે કે જેમાંના કેટલાંક વનસ્પતિ ચૈતન્યો અને બીજા હૈવાની અને મનુષ્ય ચૈતન્યો છે તે, ફરજ પાડયા વગર આપ મેળે હલન ચલન કરી શકયા હોત. જ્યારે શરીરો કે જે તેનાજ જેવી રૂહાની જગ્તને આધિન છે અને જે તેના મૂળ નમુના રૂપ છે, તેની બાબતમાં જો એમ બને તો, હુજ્જતની મદદ વગર કાંઇ પણ રૂહાની હિલચાલ સંભવે નહિ; કારણકે તેવી હિલચાલ બદીમાંથી (નેકીની) સમ્પૂર્ણતા તરફની પ્રગતી

અને જેઓ કાબેલ હોય તેમને તે (શિક્ષણ) પ્હોંચાડવા માટેની હોય છે.

## ૯. હુજ્જતની જરૂરત બાબતમાં નકલી દલીલો.

પ્હેલાં તો નકલી દલીલ શરીયતના (શિક્ષણ કે જેને શરીયતી લોકો "કલામે અલ્લાહુ" અને "કલામે રસુલ" કહે છે તેમાંથી મળી શકે છે; તેમજ અહલે હક યાને હકીકતી લોકો કે જેઓ શરીયતથી વિરૂદ્ધ બોલ્યા હોય તેવા લોકો જેવાકે હકીમ સનાઇ, હકીકત જાહેર કરનાર (જલાલુદ્દીન રૂમી) શયેખ અત્તાર અને એવા બીજા લોકોના કલામમાંથી પણ મળી શકે છે. અને વળી એવા અહલે બાતિન યાને બાતિનપરસ્ત લોકો કે જેમને ખુદાઇ પ્રેરણા મળે છે, એમના કલામોમાંથી પણ (એવી દલીલો) મળી રહે છે. આ જો કે તેમના પોતાથી વિરૂદ્ધ પડે છે છતાં તે તેઓ સમજી શકતા નથી. ઇમામ પોતે જ્યારે સમ્પૂર્ણ રૂપમાં હોય છે ત્યારે તેમના તરફથી અથવા તેમના હુજ્જત કે જે હમેશાં સમ્પૂર્ણપણે જાહેર હોય છે તેમના તરફથી (અનંત) સત્યના ગુઢાર્થના ખુલાસાવાળા શિક્ષણમાંથી પણ એવી દલીલો મળી રહે છે.

જ્યારે જ્યારે કુરાને શરીફમાં શરીયતની સાદી ને સીધી તઆલીમમાંના મહેતર, જીબ્રિલ, મિકાયેલ, ઇશ્રાફિલ અને અઝાઇલ બોલાય છે ત્યારે ત્યારે તેનો ખરો અર્થ અને તેની મિસાલ જેમ હવે પછી ખુલાસો કરવામાં આવશે તે મુજબ 'હુજ્જત' થાય છે; કારણ કે "ફિરસ્તા" તાવિલી અર્થમાં અહલે વહેદત" યાને હુજ્જત છે, બીજા કોઇ નથી. અને જયાં જ્યાં "દાઇ" વિષે કહેવાયું છે તેનો અર્થ પયગમ્બર છે જેમકે કુરાને શરીફ (સુરા ૩૩ આ. ૪૬)માં એક આયત છે કે—

"અને ખુદા તરફ તેના હુકમથી બોલાવનાર, અને એક રોશન દીવા તરીકે મોકલ્યો છે."

અને તે કોલ મુજબ તે હ૦ મહમદ (રસુલ સ.) જીબ્રિલ મારફત વહ્ય મેળવતા હતા યાને તેઓ પોતે એક ધર્મ પ્રચારક (દાઈ) હતા અને તેમને સલમાન મારફત સૂચનો મળતાં હતાં અને તેમણે ફરમાવ્યું છે કે—

"સલમાનના દિલમાં જે છે તે જો અબુઝર જાણી જાય તો તે તેને ખરેખર કાફર ગણે."

એનો અર્થ એ છે કે સલમાનના દિલમાં જે છે તેની જો અબુઝરને ખબર પડી જાય તો તેને કતલ કરી નાંખે.

અમીરૂલ મોઅમનીનના વચનો છે કે "સલમાન અમારી અહલબયતમાંના એક તરીકે અમારી સાથે છે. તે ખુદાઈ નુરમાંથી ઉત્પન્ન થયેલો એક સૂર્ય છે, તે અમારામાંનો એક ભાગ છે (અને) અમારામાંથી છે. ખરા મોમીનનું દીલ એ ખુદાઇ નુર છે પણ કોઈ પણ મોમીન સલમાન જેટલો શક્તિશાળી નથી; જો કે એક મોમીન શખ્સ બેઉ જહાનમાં હમેશાં હૈયાત છે."

(મહક્ક) હકીકતનો જાહેર કરનાર રૂમી, (હ૰ ખ્વાજા) ખિજ્ર અને હ૰ મુસા (અ૰) સંબંધમાં ફરમાવે છે કે હ૰ મુસા હ૰ ખ્વાજા ખિજ્ર પાસેથી કમાલિયતને પ્હોંચવાની તઆલિમ લેતા હતા અને શરૂઆતમાં જ્યારે હ૰ મુસા (અ૰) તેમની પાસેથી હકીકતી તઆલીમ મેળવી ન્હોતી ત્યારે હ૰ ખ્વાજા ખિજ્ર ના કાર્યોનો ભેદી અર્થ તેઓ સમજી શકયા ન્હોતાં.

જેમ રૂમી પોતાની મસનવીમાં ફરમાવે છે કે—

"હ૰ ખ્વાજા ખિજ્રે તે છોકરાનું માથું કાપી નાંખ્યુ; સામાન્ય લોકો તેનો ભેદ સમજી શકશે નહિ; હ૰ મુસા (અ૰) કે જેઓ પોતામાં બધું ઇલ્મ અને હુન્નર હોવા છતાં, તે ભેદ પામી

શકયા નહિ યાને તે ભેદ તેમનાથી છૂપો રહ્યો તો, પાંખો વગરના તું, ઉડવાની કોશેશ મ કર !"

આ વાતના ટેકામાં હકીમ નીઝારી કહે છે કે—

"જો એ ભેદના ઝરાને પાર કરવો સ્હેલી વસ્તુ હોત તો, હ૦ મુસા કલિમુલ્લાહને હ૦ ખ્વાજા ખિઝ્ર પાસેથી શા માટે પાછા ચાલ્યું જવું પડયું !"

હ૦ આદમ (અ૦)નું બ્હેસ્ત, હ૦ નુહ પેગમ્બરની કિશ્તી, હ૦ ઇબ્રાહિમ પેગમ્બરનું સ્વપ્નું, હ૦ ઇસા રૂહ અલ્લાહ અને બીબી મરીયમ, હ૦ મુસા (કલિમુલ્લાહ)નો કોહે તુર, હ૦ મુસ્તફા (રસુલ સ૦) ના જીબ્રિલ, આ બધા હુજ્જતના સ્વરૂપો છે. જાહેરી લોકો આ બધી  દીસો)ને કબુલ રાખે છે, પણ તેનાં તાવીલી અર્થ સમજતાં નથી: જેમકે અમીર સૈયદ અલી–ઈ વાયેઝ, એક જાહેર પરસ્ત શખ્સ, હ૦ અલીની તારીફમાં બનાવેલા કસીદામાં કહે છે કે "એક વખત હ૦ રસુલ (સ૦) બેઠા હતા અને હ૦ જીબ્રિલ એમની બાજુમાં (બેઠા) હતા. આ પ્રસંગે અમીરૂલ મોઅમનીન હ૦ મૌલા મુરતઝાઅલી દરવાજા-

માંથી દાખલ થયા અને હ૦ જીબ્રિલે તેમની તાઝીમ કરી યાને તેમને (ઊભા થઈ) માન આપ્યું. હ૦ રસુલ (સ૦) મે તેને પૃછયું કે આટલા ન્હાનકડા બચ્ચા માટે તને આટલો બધો પૂજ્ય ભાવ કેમ છે? આના જવાબમાં હ૦ જીબ્રિલે કહ્યું કે મારી હસ્તીની શરૂઆતમાં એ મારા ગુરૂ હતા." એટલે હ૦ રસુલ (સ૦) સ્વાલ કર્યો કે તને પેદા થયા કેટલો ઝમાનો થયો? હ૦ જીબ્રિલે જવાબ આપ્યો કે—

"જો કે મારા ઉમ્મરના વર્ષોની (બરાબર) સંખ્યાની મને ખબર નથી, છતાં, ઈલાહી તખ્તના એક શણગાર—એક તારાની મને ખબર છે, તે એક એવો તારો છે કે જે દર ત્રીસ હજાર વર્ષે એક વખત ઊગે છે અને મહાન અને આલા, ખુદાઇ તખ્ત (અર્શ) માંથી ઊગે છે, તે ઝમાનાથી તેની (ખુદા તઆલાની) કુદરતમાંથી હું પેદા થયો છું (અને) તે સિતારાને મેં ત્રીસ હજાર વખત જોયેલ છે."

વળી કહે છે કે "જો કે બીજા ફિરસ્તાઓની માફક જીબ્રિલ પણ પક્ષીના રૂપમાં હોય છે પણ તે દિવસે તે હ૦ રસુલ સ૦ પાસે મનુષ્ય રૂપમાં દેખાયો

હતો અને માણુસની માફક હ૦ પેયગમ્બરની બાજુમાં બેઠા હતો.” હકીકત એ છે કે ઇમામ કે જે “અસલ” (મૂળ) છે અને જીબ્રિલ કે જે તેને અનુસરે છે તેમજ મુસ્તફા કે જે હ૦ જીબ્રિલને અનુસરે છે એ બધા હમેશાં જાહેરમાં માણુસ સ્વરૂપેજ હોય છે અને ત્યાર પછી જ્યારે મુસ્તફા હુજ્જત તરફના જ્ઞાનનો સ્વિકાર કરે છે ત્યારે તેમનું હકીકતી રૂપ એક થઈ જાય છે. ફક્ત હ૦ મુસ્તફાજ નહિ પણ અહલે તરત્તીમમાંથી જે શક્તિશાળી હોય છે તે પણ તેમાં મળી જાય છે; પણ બીજા દરજ્જાવાળાઓ કે જેઓ તેનાથી ઉતરતા હોય છે તેઓ, જેવા એના જેવું જ્ઞાન પ્રાપ્ત કરે છે કે તરતજ તેમની સાથે મળી શકે છે.

અહલે શરીયતમાં જે હદીસો મશહુર છે તેમાં એક હદીસ છે કે જેમાં દરજ કરવામાં આવેલ છે કે “કોઇએ હ૦ બીબી આયશાને પૂછયું કે ‘હ૦ રસુલ સ૦ કહે છે કે અમુક રાતના તેઓશ્રી આસમાનમાં ગયા અને ફલાણુ ફલાણુ જોયું એ શું ખરૂં છે?’ જવાબમાં હ૦ આયશાએ જવાબ આપ્યો કે ‘મેં ફક્ત એટલું જોયું છે કે તેઓશ્રી ઘરમાંથી બ્હાર

ગયા અને એટલા જલ્દી તેઓશ્રી પાછા ફર્યા કે જ્યારે તેઓશ્રી બ્હાર જતા હતા ત્યારે તેમના કપડાનો છેડો લાગવાથી કુજામાંથી પાણી ઢોળાવા લાગ્યું હતું તે હજી ઢોળાતું હતું; અને તેઓશ્રી કહે છે કે જીબ્રિલ સંદેશાઓ લઈને તેમની પાસે આવે છે એ સંબંધમાં હું કાંઈ જાણુતી નથી. હું ફક્ત એટલું જાણું છું કે પેલો ઉઘાડ પગો સલમાન પ્રસંગોપાત આવે છે અને તેમને ખાનગીમાં કાંઈક કહે છે અને તે બાદ થોડાક વખતે હ૦ રસુલ (સ૦) એમ ફરમાવવા માંડે છે કે જીબ્રિલ નાઝિલ થયો અને ખુદાના મ્હોંની ફલાણી ફલાણી બાબતો મને કહી.

ટુંકમાં, શરીયતના પાબંદ જાહેર પરસ્ત લોકોની બધી હદીસો શાક્ષી પૂરે છે હ૦ જીબ્રિલ ખરી રીતે સલમાન છે, પણ તેઓ આ બાબત સમજી શકતા નથી અને અહલે હક યાને હકીકતી લોકો કહે છે એ પણ એટલી જ ચોક્કસ સાબિતી છે. જેમકે ઇમામે ફરમાવ્યું છે કે "સલમાન મારામાંથી અને હું સલમાનમાંથી છું." બીજી જગ્યાએ તેઓશ્રીએ ફરમાવ્યું છે કે "સલમાન બ્હેસ્તના દરવાજામાંનો એક છે. જ્યારે બ્હેસ્તનો દર-

વાજો એક માણુસ છે ત્યારે તેની બધી જગ્યા પણુ એક માણુસજ હોવી જોઇએ. બીજી જગ્યાએ તેઓશ્રી ફરમાવે છે કે "સલમાન બહેસ્તનો દરવાજો છે" પણુ તેઓશ્રી એમ નથી કહેતા કે તે "બહેસ્તનો રૂહ છે." કોઇ બીજી જગ્યાએ તેઓશ્રી ફરમાવે છે કે "જ્યાં જ્યાં તેઓ મારી શોધ કરે, પ્હાડો, મેદાનોમાં, રણુ વગેરેમાં ત્યાં ત્યાં દરેક જગ્યાએ હું મારા દોસ્તો સાથે છું." અને દરેક કે જેને તે પોતાનાં હકીકતી સ્વરૂપનું જ્ઞાન બક્ષે છે યાને પોતાની શનાખત બક્ષે છે તેને ઇમામ સાથે શારરિક રીતે સંસર્ગમાં રહેવાની જરૂર નથી હોતી; આજ કિયામતે બુઝર્ગ છે.

એક બીજી જગ્યાએ તેઓશ્રીએ ફરમાવ્યું છે કે— "તું મારો ફરમાન બરદાર બન (યાને મારે શરણે આવ) અને હું તને મારા જેવો બનાવી દઇશ." એટલે "તું મારી ફરમાન બરદારી કર એટલે તું મારા પોતાના જેવો—જેવો સલમાન છે—તેવો બની જશે."

રઇસ હસન કહે છે કે—

"તું એક છે કે જેનો આ દુનિયામાં દરવાજો હુજ્જત છે. એક સો હજાર ઝબાનથી

(એમ કહી શકાય કે) તે તારા જેવો જ છે; અને તું જે સત્વમાંથી બનેલો છે તેમાંથીજ તે ઉત્પન્ન થયેલ છે. તેનું મુકામ કે જે બેઉ કમાન જેટલી (યાને ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ જેટલી) લંબાઈ માફક છે ડહાપણ એમ કહે છે કે તે ખાલી અને ભરેલી (બધી જગ્યાએ) છે."

અને તેજ લખનાર બીજી જગ્યાએ કહે છે કે—

"સલમાન ફારસી કે જેની મારફત આ શ્રૃષ્ટિ ઉત્પન્ન કરવામાં આવેલ છે તે અલીની શનાખત મેળવવાનો દરવાજો છે. આવો આપણે (આ કવિતા) તેનું નામ લઇને શરૂ કરીયે. તેણે પોતે ખુદાના ચહેરાના પૂજ્ય ભાવ ખાતર એટલા માટે સિજદો કર્યો કે આપણે ખુદાવન્દતઆલાના ચહેરાની પૂજા કરવા સિજદો કરીયે."

અને હકીમ નીઝારી ફરમાવે છે કે—

"ઓ ખુદાવન્દતઆલા, મોટા સ્પષ્ટીકરણમાં કે જ્યારે તેં તારા ભેદનો પડદો કાઢી નાંખ્યો છે; જો કે તેં બાતુનમાં ઝહુરાત ફરમાવી છે, તેનું કારણ

એ છે કે, (કિયામતના) પડઘમો તેં તારા હુજ્જત માર્ફત વગડાવ્યા છે."

તેજ કવી નીચેની મુનાજાતમાં કહે છે કે—

"નબીયો અને તારા હુજ્જત કે જેમણે તારી દઆવત (પ્રચાર) નો રસ્તો તૈયાર કર્યો છે તેની સત્યતાને ખાતર—"

હકીમ સનાઇ ઇસ્કન્દર (ની તઆરીફ) ની એક કવિતામાં, હુજ્જતની દઆવતમાં શરીક થવાની રીતને લગતા બ્યાનમાં કહે છે કે—

"દુનિયામાં સત્ય માન્યતા (મુસલમાની) મારી નજરે એટલા કારણસર મશહુર થઇ કે, મને કહેવામાં આવ્યું તે મુજબ તેનો મહાન" રહેબર તે છે કે જે "મૌલાનાનો દરવાજો (બાબ) છે.

વળી ખ્વાજા નાસિર ફરમાવે છે કે—

"જ્યારે તેનો હુજ્જત પહેલું રણશીંગડુ (સુર) ફુંકશે ત્યારે તે જ્ઞાનીયો કે જે હજી જીવતા હશે તેમને મારી નાંખશે અને જ્યારે તે પોતે કિયામતનું રણશીંગડુ (સુર) ફુંકશે ત્યારે જેઓ અજ્ઞાનતામાં મરી ગયા હશે તેમને તે જીવતા કરશે."

બીજી કવિતામાં કહેલું છે કે—

"જે કોઇ આ દુનિયામાં સચ્ચાઇના હુજ્જતને શક વગર નથી ઓળખતો તેને જોવાની આંખ નથી; તે એક બધાં આંધળાઓમાં વધારે આંધળો છે."

ખ્વાજા કાસિમ સુસ્તરી કહે છે કે—

"મેં મારા જમાનાના ઇમામની શનાખત એક એવા માણસની મદદથી મેળવી કે જે પોતે એકલા ખુદાના બેનઝીર નામ જેવો છે."

તે શખ્સ હુજ્જત છે અને બેનઝીર (અતુલાત્મક) નામ કે જે ઇમામનું નામ છે તે પણ હુજ્જત છે કારણ કે (ફક્ત) તે ઇમામનું ખરૂં નામ છે અને તેના તરફથીજ ઇમામની શનાખત હાસલ કરવાનું શકય છે અને નહિ કે બીજા કલ્પિત નામોથી. આ ફિરકાના લોકોમાં જે ચાલુ કાવ્યો અને કિતાબો છે, તેના મોટાં ભાગમાં જે ગુહ્ય શિક્ષણ છે તે એ છે કે "દયાળુ દ્વાર" અને ઇમામની "શનાખતનો દરવાજો" તે હુજ્જત છે કે જે ઇમામની ઝાત અને તેના નામ

તરફ દોરી જાય છે અને (સાધારણ સજીવ મનુષ્યો માફક) જે કોઈ દરવાજામાંથી આવે છે તે ઘરમાં દાખલ થાય છે અને જે તેમ નથી કરતો તે તેની અંદર દાખલ થઇ શકતો નથી.

એઉનાં પ્રકૃતિ અને હકીકી સત્વ સરખાં જ છે. આ સિદ્ધાંત કેટલીએક વખત સાબિત કરવામાં આવ્યો છે. જો એમ નહિ હતે અને તેઓ બન્ને એક ન હોત તો, તેમાંનો એક ખાલિક હોત અને બીજો મખલુક; પણ ખાલિકની શનાખત મખલુક પાસેથી મેળવી શકાય નહિ. આ ચાલુ ફિરકા અને બીજા જાહેરી ફીરકાઓના શિક્ષણમાં એજ ફરક છે. અડલે જાહેરી યાને શરીયતના પાબન્દ લોકો એમજ કહે છે; જો કે તેઓ તે આ અનુમાનો સમજી શકતા નથી.

જેમકે—

"ઓ મારા પીર, ઓ મારા ખુદા, તારી મદદથી હું સત્યને જાણી શકયો છું; ઓ મારા ભોમીયા અને રસ્તો બતાવનાર, તારી મદદથી મને સત્ય મળી શકયું છે."

વળી કહેવામાં આવેલ છે કે—

"ઇલાહી મર્દો પોતે ખુદા નથી પણ તેઓ ખુદાથી જુદા નથી."

એક બીજી બેયતમાં કહ્યું છે કે—

"તારી આંખ કમજોર હોવાને કારણે, પ્રાર્થના કરવા માટેનું પ્હેલું સાધન તારા પીર હોવા જોઇએ."

## ૧૦. ઈમામ અને હુજ્જત મુળ સત્વમાં એકજ છે પણ શારરિક-જાહેરી સ્વરૂપમાં જુદા દેખાય છે તેનું શું કારણ છે ?

જો કોઇ સ્વાલ કરે કે તેઓ તેઓની મુળ પ્રકૃતિ તરીકે એકજ છે પણ શારરિક સ્વરૂપે જુદી જુદી હસ્તી ધરાવે છે તેનુ શું કારણ ? આનો જવાબ બે રીતે આપી શકાય.

(પ્હેલો) ખુલાસો આ છે. એકની તરફેણમાં બીજો પ્રચાર કરે એ ખાતર જો તેમના શરીરો જુદા જુદા ન હોય તો સાધારણ લોકોમાં એવો શક પેદા થાય કે, અને તેઓ એમ ધારે કે તે પોતાની તરફદારી કરવા તેમને સામેલ થવા આમંત્રણ આપે છે, તેમાં

તેનો કાંઇક મલિન હેતુ હોવો જોઈએ, પણ જ્યાં સુધી તે બીજાની તરફેણમાં ખુલ્લે ખુલ્લો પ્રચાર કરે ત્યાં સુધી લોકો, પોતાના લાભ માટે એમ કરે છે એમ નહિ માને, કારણ કે તેઓ બન્ને એકજ છે એ વાતથી તેઓ અજ્ઞાન હોય છે. તેઓ આલમે કસરત યાને જનસમુદાયમાં રહે છે અને મુબારક કિતાબો (કુતુબુલ મુબારક) માં જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી આપણા મૌલા અને તેના હુજ્જતના મજહબની સચ્ચાઇની સાબિતી શોધી કાઢે છે. હવે જો ઇમામ અને તેના હુજ્જત એકજ મજહબ અને દઆવતમાં ન હોત તો તેનો ખરી રીતે અર્થ એ થાય કે તેમનો આ દીન અને હકીકત બેઉ જુદા જુદા છે અને જો વિધવિધ ધર્મ બની જાય તો પછી બે અથવા ઇંકોતેર (ફિરકા) હોય તેમાં કાંઇ ફરક પડતો નથી.

બીજો જવાબ આ છે. જો તેમના શરીરો જુદા જુદા ન હોત તો કે જેમાનો એક ત્રણે જહાનમાં પોતાને જાહેર રાખી શકે અને બીજો ફક્ત હકીકતજ નિહાળ્યા કરે તો અહલે તરતીબ યાને ભક્તજનો કે જેઓ હક રાહના શોધકો છે તેમના મજહબમાં તેના

પ્રચારના સાચા ગુણ માટે શક ઊભો થાય.

આ મુજબ અકલી અને નકલી દલીલોથી એ બાબતનો ખુલાસો થઇ ગયો છે કે ધર્મની રાત્રીના ૭ હજાર વર્ષોમાં ઇમામની શનાખ્ત, હુજ્જતની મદદ વગર કેમ મેળવી શકાતી નથી ? !

## ૧૧. હુજ્જતનું અદ્દ્ભૂત જ્ઞાન.

હવે એ જાણવું અગત્યનું છે કે તેના મોઅજીઝાની નિશાની કઇ છે અને તે શા માટે (ફક્ત) હકની (જગ્ત) માં જાહેર થાય છે ?

તેનું પ્હેલું કારણ નીચે મુજબ છે.

હું તેના મોઅજીઝાની નિશાની બાબતના ખુલાસાથી શરૂ કરીશ. હુજ્જતે કાંઇક નિશાની અથવા એવો મોજીઝો અવશ્ય ધરાવવોજ જોઇએ કે જે પેદા થયેલમાંથી કોઇ અથવા રૂહાની હસ્તીમાંથી કોઇથી એ બની શકે નહિ. મોજીઝા (સાધારણ રીતે) હમેશાં બે પ્રકારના હોય છે. એક તો એ કે જે શારિરિક શક્તિની ક્રિયાથી કરવામાં આવે અને બીજો તેના (અદ્દ્ભૂત) જ્ઞાન અને દલીલોથી કરવામાં આવે; આ બેઉ પ્રકારમાંના દરેકમાં

અસલના જેવું આબેહુબ બતાવી શકાય યાને (એવી ક્રિયા કરવામાં આવે કે જે) તેના જેવું હોય પણ ખરી રીતે તે, તે ન હોય.

મોજીઝો કે જે શારરિક શક્તિની ક્રિયા ઉપર આધાર રાખે છે તે ભૌતિક જગતમાં બને છે જ્યારે જ્ઞાન અને સમજાવવાની શકિતનો (મોજીઝો) માનસિક વર્તુલમાં દેખાય છે. દરેક પ્રાણીમાં ક્રિયા અને શકિત તેમના ભૌતિક બાજુને લગતાં હોય છે કે જે તેઓ તેમજ હુજ્જત બેઉ ધરાવે છે. જો કોઇ એવો માણુસ હોય કે જે આખી દુનિયાને તાબે કરે અને આખી આદમ જાતનો નાશ કરે તો તેનાથી બીજી કોઈ વધારે શકિત હોઇ શકે નહિ; અને આવી (મ્હાનમાં મ્હાન) સ્થિતિમાં હોવા છતાં તેને એક સાપ અથવા સિંહ મારી નાંખે એથી કાંઇ કોઇ એમ નજ કહી શકે કે એક સિંહ અથવા એક સાપ કે જે હૈયવાન જાતિના છે તે માણુસ કરતાં વધારે ઉંચ કોટીનાં છે.

અને એ મુજબ (શારરિક મોજીઝા) એક હૈવાન પણ કરી શકે, (એ મુજબ ભૌતિક જગતની બીજી જાતોમાંથી પણ બની શકે,) જેવા કે ફળ ઉત્પન્ન કરી

શકે એવા છોડ, ઇન્દ્રિઓ ઉપર અસર નિપજાવી શકે એવા ખનીજો, અગ્નિ, પવન, પાણી, જમીનમાંથી પણ એ થઇ શકે. (ટુંકમાં) દુનિયા ઉપરની કોઇ પણ એકજ વસ્તુ કોઇ એવા નવાઈ પમાડનારા અને નવિન વિલક્ષણતાવાળા ભૌતિક ગુણો અથવા ક્રિયા ધરાવતા નથી કે જેમાં બીજાઓ ભાગ લેતા ન હોય.

જ્ઞાનના મોજીઝાની નકલો પણ ઘણા (જીવંત પ્રાણીયો) કરી શકે છે; જેવા કે જાદુગરો, ધંતરમંતર જાણનારા, મેલી વિદ્યાનો પ્રયોગ કરનારા, સંતપૂરૂષોના મોજીઝા, નજુમીયો, ભવિષ્ય વેતાઓ, હુજરત જોનારાઓ વગેરે આ શ્રૃષ્ટિની છુપી બાબતો જાહેર કરી શકે છે. એ ઉપરથી સાફ સાફ સમજાય છે કે જેની નકલ થઇ ન શકે એવો મોજીઝો અને એવી નિશાની કે જે કોઇથી પણ બતાવી ન શકાય એ છે એ જ્ઞાન કે જે જુઠને રદ કરનાર અને સત્યતાને સ્થાપન કરનારુ છે, તે હુજ્જત ધરાવે છે અને જે ઇમામ (ની શનાખત કરાવનારૂં) છે; અને જે અકલવાન છે તે તેનો જરાએ ઇન્કાર કરી શકતો નથી.

બીજો કોઈપણ કરી ન શકે એવો આ મોજીઝો છે અને આ આશ્ચર્યજનક શક્તિ ફક્ત હુજ્જતમાંજ છે. હુજ્જત એ કલામે હક છે અને તેનો એ મોજીઝો શારીરિક કૃત્ય નહિ, પણ એજ મુજબનું હોય છે: એને લગતી ઘણી દલીલો છે. જાહેરી લોકોનું શિક્ષણ કે જે "અમ્રેઆમ" ગણાય છે તેમાંથી તેમજ "ઇલ્મે બાતિન" કે જે "અમ્રેખાસ" ગણાય છે તેમાંથી આવી દલીલો મળી આવે છે.

શરીયતના પાબન્દ લોકોના કુરાને શરીફના જાહેરી શિક્ષણની એવી ઘણી આયાતો (કે જે આ કેફિયત પૂરવાર કરે તેવી) છે, તેમાંથી એક (સુરા ૫ આ. ૯૯)માં કહેલું છે કે "રસુલનું કાર્ય બોધ આપવાનું છે." એની મતલબ એ થઈ કે હ૦ રસુલ સ. એટલે કે હ૦ જીબ્રિલ પાસેથી ફકત સંદેશો કે જે સત્ય ખુદા તઆલાની વહેદતના સિદ્ધાંતના શિક્ષણ આપવા સિવાય બીજું કાંઇ નથી તે મેળવવાનુંજ શક્ય છે વધારે કાંઇ નહિ.

હ૦ પેયગમ્બર રસુલ સ૦ ની એક હદીસ પણ છે જેમાં કહેવામાં આવ્યું છે કે "અમે મના કરી

છે—પણ અમે એ હુક પાછો આપ્યો છે—તેમનો ખોરાક અને પીણુ જયાં સુધી કે તેઓ પોતાના સૃજનહાર અને માલિકને ઓળખે." એની મતલબ એ છે કે જેઓએ (ઈમામની) શનાખત નથી મેળવી તેમને માટે જે ચીજો શરીયતની રૂએ હલાલ ઠરાવવામાં આવી છે તેની પણ મનાઈ ફરમાવવામાં આવી છે; પણ શનાખત મેળવનાર માટે જે ચીજો શરીયતના સિદ્ધાંતની રૂએ હરામ છે તે હલાલ ઠરાવવામાં આવી છે જેવી કે શરાબ વગેરે; પણ આવી શનાખત મેળવનાર એકજ હોય છે અથવા તઆલીમ બાબતમાં તેમના બરોબર હોય છે તેઓજ.

સત્યના બાતિની સિદ્ધાંતોમાંથી જે સાબિતીયો મળે છે તે હુજ્જત અને દાઇયોના બોલો છે. પ્હેલું તો મહાન રઇસ કહે છે કે—

"જે કોઇના હુકમથી તું આ દુનિયામાં શરાબ પીએ છે,તેનો મર્તબો કુરાને શરીફની (સુરા ૭૬ આ. ૨૧) સુરામાંના પાક પીણા જેવો સમજજે.

જો કોઈ મર્દે હકના ફરમાનથી શરાબ પીએ છે અને તે બીજાને આપે છે, તે હલાલ બને છે, એટલા માટે તેની મનાઈ કેમ થઇ શકે ?"

હકીમ નીઝારી કહે છે કે—

"જો તેં ત્હારા જમાનાના ઈમામની શનાખત નથી મેળવી, અને તેની શોધ માટે પ્રયત્ન નથી કર્યો તો, ખચિત જાણી લેજે કે ત્હારા માટે ત્હારૂં સોનુ અને ત્હારો, માલ હરામ છે."

હવે જો તેના કૃત્ય નિહાળી શકાય તેમ નથી (અને) મોજીઝા અથવા નિશાની (જોયા) વગર તેની શનાખત મળી શકતી નથી તો પછી તેના બોલો સિવાય તેની બાબતમાં બીજી કઇ દલીલ હોઈ શકે ?

ઘણીખરી કિતાબોમાં આ પ્રમાણે જણાવવામાં આવ્યું છે. "મુહિક્ક, સત્યનું સ્પષ્ટિકરણ કરનાર યાને "સતનો શબ્દ" (કલમતલ હક) જ્ઞાનના મોજીઝાથી ઓળખાવો જોઇએ. બીજી કોઇ જગ્યાએ એમ કહેલું છે કે; "સતશબ્દ કે જે સત્યતાનો શબ્દ છે કે જે ઇમામ

છે તે સ્પષ્ટિકરણ કરનાર યાને હુજ્જત પાસેથી સાંભળવાની જરૂર છે.” આ પછી તેના હુજ્જતને માન્ય રાખવાની જરૂર છે. અને આ શબ્દ ધ્યાનથી સાંભળવાનો હેતુ તેનો અર્થ શિખવાનો છે, કે જે જુઠને રદ કરનાર અને ઈમામ (ની સત્યતા) ને સાબિત કરનાર છે. એજ પ્રમાણે શરીયતમાં “લા ઈલાહા ઈલ્લલાહ” ના કલમાની સચ્ચાઇ જાહેરી સિદ્ધાંતો પ્રતિપાદન કરનાર યાને હ૦ મહમદ રસુલ સ૦ પાસેથી સાંભળવાની જરૂર છે. આ બેઉ શહાદતના કલમાઓ જેમાંનો એક શરીયતી અને બીજો હકીકતી છે તે બેઉનો અર્થ જુઠને રદ કરવાનો અને હકને સાબિત કરવાનો છેઃ પણ આ મજહબમાં જ્યાં સુધી (વ્યાજબી) દલીલો અને નિશાનીયોથી જુઠાને રદ અને હક યાને ઈમામનો સ્વિકાર ન કરે ત્યાં સુધી કોઈને પણ ખરો ઈમાનદાર ગણી શકાતો નથી. કોઇ ફક્ત (શહાદતનો) કલમો પડી જાય તેથી તેને ખરા ઈમાનદાર તરીકે કોઈ ગણતું નથી; જો કે શરીયતમાં તેમ બને છે અને એથી

"કલ્મતલહક" યાને સત્યનો શબ્દ એક સિવાય શહાદત તરીકે ગણી શકાતો નથી.

## ૧૨. ફક્ત "હક" માંજ હુજ્જત કેમ જાહેર થાય છે? તેનું કારણ.

હવે જ્યારે હુજ્જતના મોજીઝા અને નિશાની કે જે "કલ્મતલહક" યાને "સત શબ્દ" છે તેનું વર્ણન થઇ ગયું છે એટલે તે ફક્ત હકીકત (યાને નિરંતર સત્ય) માંજ કેમ જાહેર થાય છે અને જેમ બધા કહે છે તેમ તે, એવા કાર્ય શા માટે કરે છે કે જેથી સાફ સાફ દેખાઈ આવે કે તે શરીયતના બીલકુલ પાબન્દ નથી? તે સમજાવીશું.

એનું કારણ એ છે કે દરેક હજાર વર્ષના જમાનાની શરૂઆતમાં કે જ્યારે આ જમાનામાં વહીવટ કરનારા બંધારણો ઘડવાના હોય છે ત્યારે હુજ્જત ઉપરાંત સિદ્ધાંતો સ્થાપવામાં ભાગ લેનારા ફક્ત ત્રણ શખ્સોજ હોય છે, વધારે નહિ. તે (ત્રણ શખ્સ) પેયગમ્બર, ઈમામ અને શરીયતી લોકોના હાકેમ છે. પેયગમ્બરને દીનના બેઉ સ્વરૂપમાં જરુર ફરમાવવું પડે છે કારણ

કે તેઓ હુજ્જતનો દરજ્જો ધરાવતા નથી હોતા. ઈમામ ત્રણે જગતમાં જહુર ફરમાવે છે અને શરીયતી લોકોના હાકેમ ફક્ત શરીયતમાંજ.

એથી જો હુજ્જત શરીયતના કાનુનોને તાબે થાય તો તેમના અનુઆઈયોમાં "હક"ની તરફેણ કરનારા પ્રચાર સંબંધમાં શક ઉત્પન્ન થાય. અને જો તે શરીયતની જગતમાં (તેમજ બાતિની સત્યને માનનારા લોકો વચ્ચે પણ) જહુર ફરમાવવાનું ઈચ્છે તો તે પાપી બને, બલ્કે પાપી કરતા પણ ખરાબ. હ૦ **મહમદ** (રસુલ સ.) જેમના જમાનામાં આપણે હૈયાત છિએ તેની શરૂઆતમાં હ૦ **સલમાન** કે જે હુજ્જત હતા તેમણે શરીયતની કોઈપણ જાતની પાબન્દી કરી હતી નહિ, બલ્કે ઈરાદાપુર્વક અને દરેક જણની હાજરી વચ્ચે બિનશરીયતી કાર્યો કરતા હતા તેનુ કારણ આજ હતું. બધા વિરૂધિઓએ તેમને દોષિત ઠરાવ્યા છે તેનું આજ કારણ છે.

**પણ અમીરે (હ૦ મૌલા મુરતઝાઅલીએ) શરીયતની પાબન્દી કરી હતી અને હ૦ પેગમ્બર (સ.) ની**

વફાત બાદ જો કે હ૦ સલમાનને હ૦ અબુબકરની બૈયત કરવા દીધી નહિ પણ પોતે કરી હતી જયારે હ૦ ઉમર હ૦ અલીને બૈયત કરાવવા માટે લઇ જતા હતા ત્યારે વિરૂધીયોમાનો કોઈ આગળ આવીને હ૦ સલમાનને જેમતેમ બોલવા અને કહેવા લાગ્યો કે "જે શખ્સ માટે તું બણુગા ફુંકતો હતો અને તેમનામાં અસાધારણ ગુણો હોવાનું વર્ણન કરતો હતો તેને આવી રીતે હ૦ અબુબકરની બૈયત લેવા માટે લઇ જવામાં આવે એ કેમ બને છે?" આના જવાબમાં હ૦ સલમાને આકાશ અને જમીન તરફ આંગળી ચીંધીને કહ્યું કે "જો તે ધારે તો એને આ અને આને એ બનાવી શકે છે." પણ હ૦ અમીરે (હ૦ મૌલા મુરતઝાઅલીએ) તેના સામે રોષભરી દ્રષ્ટિ નાંખીને કહ્યું "કોઇએ પોતે જે જાણતો હોય તે બધું કહી દેવું જોઇએ નહિ." પણ જયારે બધા ઈરાનીયો સાથે ગરદન પકડી હ૦ સલમાનને બૈયત લેવા માટે લઈ જતા જોયો ત્યારે અમીર (હ૦ મૌલા મુરતઝાઅલી) આવ્યા અને હ૦ ઉમરના હાથમાંથી તેને છોડાવી લીધો અને બૈયત લેવા દીધી નહિ.

પોતે શા માટે બૈયત લીધી એનો ભેદ એ હતો કે હ૦ મુસ્તફાના વખતમાં તેનો દીન (શરીયત) બધે ઠેકાણે હજી પ્રસરી શકયો નહોતો અને (હ૦ મૌલા મુરતઝાઅલીની) એવી ઇચ્છા હતી કે એનો એટલો ફેલાવો થવો જોઇએ કે તેને સમ્પુર્ણ કરનાર વિરૂધીયોના જેવી હાલતમાં રહેવા પામે નહિ. આ બાબત તેમણે સર્વથી વધારે અગત્યની માની. જો પોતે જાતે તેના પૂર્ણ કરનારને અનુસરે નહિ તો વિરૂધીયો પણ તેને અનુસરે નહિ એટલે મજહબે શરીયત પૂર્ણ બની શકે નહિ. પણ જેમ હમણા વર્ણવવામાં આવ્યું તેમ વિરૂધીયોની હસ્તી હોવી જોઇએ કારણ કે તેઓ ખોટા હોવાને લીધે, જો તેમની હૈયાતી ન હોય તો તેમની ખરી હાલતની કોઇને ખબર પડે નહિ અને એથી અહલે તરતીબ પોતાની અસલ મકસદ મેળવી શકે નહિ, અને ગૌરવ વિનાના રહી જાય અને મારફત (ખરા જ્ઞાન)ની શોધ કરતા અટકી જાય. હવે જયારે એ સાબિત થાય છે કે વિરૂધીયોની હસ્તી અગત્યની છે એટલે જો શરીયત કે જે તેમને ઝુલ્મ કરતા અને ક્રુર બનતા અટકાવે છે તે, ન હોય તો તેઓ એકે

માણુસને જીવતો રહેવા દે નહિ અને જગત છિન્નભિન્ન બની જાય અને અહલેતરતીબને કાંઈ ફાયદો પ્હોંચે નહિ; એટલા માટે સૈયદ નાસિર ખુશરૂ ફરમાવે છે કે—

"તેઓમાં મુઠીભર બદમાસો અને લુચ્ચાઓ છે, જેમને બાહોશ માણુસો શયતાની લોકો તરીકે સંબોધે છે;

તેઓ દેખાવે માણુસ (જેવા) હોવા છતાં કાર્યોમાં શેતાનો છે;

તેઓ ઘોડા, ગાય કે ગધેડાં કરતાં સોગણા હલકા હોય છે;

તેમના અંતઃકરણો જાગૃત નથી, કારણ કે તેમને આત્માજ નથી.

પસંદ કરાયેલા (ભક્તજનો)ની નિંદા કરવા સિવાય તેમને બીજો કાંઈ ધંધો હોતો નથી.

હા, આવા મુઠીભર હઠીલાઓ એટલા માટે હસ્તી ધરાવે છે કે જગતની નમ્રતાના તેઓ કારણ રૂપ છે."

વિરૂધીયોને એક હઠીલા ખચ્ચર સાથે અને શરીયતને સાંકળ અને દોરડા સાથે (વખતોવખત) સરખા-

વવામાં આવે છે તેનું આજ કારણ છે; જેમ એક હઠીલા જાનવરને દોરડા અને સાંકળના મદદથી રસ્તા ઉપર દોરી લઈ જવામાં આવે છે તે મુજબ વિરૂધિયોને શરીઅતની મદદથી સીધે રસ્તે દોરવી લઈ જઈ શકાય છે.

એ ઉપરથી એ સાફ સમજાય છે કે (સામાન્ય) લાભ માટે શરીયત પણ મદદરૂપે છે અને તેથી તેમાં ઈમામે પણ પોતે બેશક ઝહુર ફરમાવતા રહેવું જોઈએ. એક કિતાબમાં એક જગ્યાએ કહેવામાં આવ્યું છે કે દોઝખ અને બહેસ્તના મુળ નમુનાઓ **મા**લિક અને રિઝવાન સ્વયં હૈયાત છે. ના, આ મોટું છે તેઓ બન્ને તેના (ઈમામ)થી એટલે કે તે દરેકના સત્વમાં પોતાની ઝહુરાતથી હસ્તીમાં છે. જેમકે રીઝવાન એ બહેસ્ત છે અને તેના હાથમાં દયાના રસ્તા છે; એજ મુજબ **મા**લિક દોઝખ છે કે જેના હાથમાં સજા કરવાના રસ્તા છે; જેમકે, આ કારણથી (પોતાની માન્યતા) પ્રમાણે લોકો ભલાના રખેવાળ તરીકે **રી**ઝવાનને માને છે કે જે માણસોની મમતા (નો માત્ર ખ્યાલ) છે. એજ મુજબ બુરાઈના કારણભૂત માલિક છે કે જે(ખરીરીતે) માણસોની બુરાઇ છે તે, ખરાબ માણસોનું રક્ષણ કરે છે એમ

મનાય છે. જેમ ભલાં (માણુસો) માટે બ્હેસ્ત બ્હેતર છે, તેમ બુરાં (માણુસો) માટે દોઝખ બદતર છે.

હવે સાફ સાબીત થાય છે કે જુઠ પણ પોતાની મેળે માયાવી રીતે પોતાની હસ્તી ધરાવી શકતું નથી. હમેશાં બે મુખ્ય નિયમ હોય છે, બ્હેસ્ત અને દોઝખ. એક તેઓ માટે કે જેને તે લાયક હોય તે માટે મુકરર કરેલ હોય છે અને બીજાને બુરા (માણુસો) માટે. પ્હેલાંને માટે ખાસ લોકો માટેનું શિક્ષણ લેવાનો હુકમ છે અને બીજાને સામાન્ય લોકો માટેનું શિક્ષણ લેવાનો હુકમ છે; પણ તે (ઇમામ) પોતે તો બેઉના નિયમો ઉપર અમલ કરે છે કે જેથી તેઓ (બેઉ શિક્ષણ) ટકી રહી શકે; છતાં તેમણે તેમાંના એકેને બીજાના શિક્ષણ મુજબ વર્તવાને ફરમાન કર્યું નથી કારણ કે (એમ થાય તો) તેના અનુઆઇયો શકમાં પડી જાય અને પોતાના મજહબને છોડી આપે અને જાહેર અને બાતેનની આલમને રૌનક વગરની બનાવી દે; એથી બેશક એ સાબિત થાય છે કે હુજ્જતે તો શરીયતના શિક્ષણ અનુસાર ચાલવાનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

## ૧૩. મોમીનોના વિભાગોની વ્યાખ્યા.

હુજ્જતની વ્યાખ્યા અને નિશાનીયોનું વર્ણન કર્યા પછી હવે હું "અહલે તરતીબ" સંબંધમાં વર્ણન કરૂં છું. તેઓ બે કોટીમાં વ્હેંચાયેલા છે; એક પાકા અને બીજા કાચા. પહેલી કોટીના (પાકા) તેઓ છે કે જેઓએ હુજ્જતનું ઈલમ પ્રાપ્ત કરેલું હોય છે અને નવા મુરીદોમાં તેની તરફેણમાં દઆવતનું કાર્ય કરે છે. તેમની નીશાની એ છે કે તેમણે હુજ્જતનું શિક્ષણ સ્વિકારેલ હોવાથી તેઓ "કાચા"ઓમાં તેનો પ્રચાર કરે છે અને પોતે શરીયતના કાનુનોના પાબન્દ રહે છે.

"કાચા" તે લોકોને કહેવામાં આવે છે કે જેઓ (ધર્મના) ગુઢાર્થ (તાવિલ) શિક્ષણ અને તઆલીમ સ્વિકારવાથી પોતાને દુર રાખે છે. તેમણે શરીયતના અકલી અહેકામો મુજબ વર્તવાનું હોય છે.

પાકામાં દાઈઓ, માઝુનો યાને જેઓ વધુ આગળ વધેલા હોય છે તેઓ, શિક્ષકો અને માઝુનાને અસગર યાને જેઓ ઓછા આગળ વધેલા હોય છે તેઓ ગણાય છે અને કાચા મુસ્તજીબ (મોમીનો) જે નવા

હોય છે તે ગણાય છે. કાચા અગર પાકામાંથી જે કોઈ મોમીન જ્યાંસુધી ઇમામની શનાખતના તરીકામાં હુજ્જતના જેટલે દરજ્જે નથી પ્હોંચતો ત્યાંસુધી તે સાહેબે તાઈદ યાને ઈલાહી રહેબરીને લાયક થઈ શકતો નથી.

શરીયતના અકલી યાને યોગ્ય અહકામો કયા કયા છે? દ્રાક્ષ ખાવી અને દારૂ પીવાની મનાઇમાંથી શું છુટ મળે છે? હા, જે મોમીનો ધાર્મિક ક્રિયા સંબંધીના અહકામો તેના તાવિલી અર્થ પ્રમાણે બજા લાવતો હોય તો, સુતકની શુદ્ધિ, રોજા, નમાઝ, ઝકાત, હજ અને ઝહાદ જેવા અહકામો, તકીયાની રૂએ જો તેની કાંઈ જરૂરત નહિ હોય તોજ, તેમના ઉપરથી દૂર કરી શકાય છે.

## ૧૪. દશોંદનો સ્વાલ.

એ પણ સમજવાની જરૂર છે કે આ ફિરકાનો મજહબ કે જે મૌલા અને તેઓશ્રીના હુજ્જતનું હકીકતી શિક્ષણ છે અને એટલા માટે હકીકતનું પદાર્થ તરીકેનું મુલ્ય, તેઓ બેઉ તેની પાસેની બધી વસ્તુને ગણે; નહિકે ખાલી શરીયતમાં જણાવેલી કમાણી

ઉપરનો દસમો ભાગ, આ દસોંદ છે એ તો શરીયતનું મુલ્ય છે કે જે તેનાથી વધારે ન ગણાય; એટલા માટે ધર્મની આ રાત્રીના જમાનામાં અહલે તરતીબમાંના જેઓ "હક"ને ખાતર પોતાના પાસેની દરેક ચીજ કુરબાન કરે ત્યારેજ તેમને "હકીકત" મળી શકે; પણ જે કોઇ પોતાને માટે એક નજીવી ચીજ પણ રાખી મૂકે છે તે "હકીકત"ને પામી શકતો નથી. યાને તે હુજજતની ખુશી, ઇલ્મ અને મારિફત મેળવી શકતો નથી અને જે કોઇને ઇલ્મ અને મારિફત નથી મળતાં તે મુક્તિ મેળવી શકતો નથી.

જેમકે એક કવિએ કહ્યું છે કે—

"જો તું એક નજીવી (બાલ જેટલી) ચીજ પણ તારી પાસે રાખશે તો તું એ પંથમાંનો નથી."

ખ્વાજા નાસિર કહે છે કે—

"જયારે હુજજત દઆવતનું રણસીંગડું (સુર) ફુકે છે ત્યારે તે, બધા હૈયાતી ધરાવતા જ્ઞાનીયોને મારી નાંખે છે.

પણ જયારે તે (ઈમામ) પોતાના ખરા સ્વરૂપમાં કયામતનું રણસીંગડું ફુંકે છે ત્યારે તે

જેઓ અજ્ઞાનતામાં મરી ગયા હોય છે તેમને સજીવન કરશે. જેઓ તેની દઆવતના અવાઝથી જીવતા થશે તેમને તે તેના અવીચળ રાજયના તખ્ત ઉપર બેસાડશે; પણ જેઓ તેની દઆવતના દિવસે મરેલા પડયા હશે તેમને તે બિનહૈયાતીની આગમાં બાળશે.

આ દુનિયામાં તેનામાંના જીવનની નિશાની એ છે કે તેવો શખ્શ જેમાં તે નથી તેમાંથી પોતાનું દીલ ઉઠાવી લે છે. તેનામાં મૃત્યની નિશાની આનાથી ઉલટી હોય છે, અને એવા શખ્શની જગ્યાનો નાશ કરી તે ધુળ ભેગી કરશે. જો તે ત્હારામાં રૂહ ફુંકશે તો બેઉ જહાન તારે તાબે થશે, પણ જો તેમ નહિ કરે તો, તારી પાસેથી તારી જાતને પણ તે લઈ લેશે."

એટલા માટે જો કોઇ હક (એટલે કે હુજ્જત)ની કિમતમાંથી કાંઈપણ ચીજ, પછી ભલે તે ગમે તેટલી ન્હાની હોય તે પોતાને માટે રાખશે તો તે ખરૂં જ્ઞાન (હકીકત) મેળવી શકશે નહી. જો એમાં તે નિષ્ફળ નિવડશે તો બધી બાબતમાં તે નિષ્ફળ જશે;

કારણ કે દરેક ચીજ તેનામાં છે અને તેના વગર કાંઇ નથી; અને જો તેની પાસે જે છે તે બધુ તેને સુપર્દ કરશે અને પોતાને માટે કાંઈપણ નહિ રાખે તો તે બેઉ જહાનનો બાદશાહ અને માલિક બનશે.

## ૧૫. વિરૂધીયો.

અહલે તરતીબની વ્યાખ્યા સમજાવ્યા પછી હવે હું વિરૂધીયોનું વર્ણન શરૂં કરૂં છું. તેમને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે; એક કાફરોનો અને બીજો મુનાફકોનો. મુનાફકો કાફરો કરતાં વધારે ખરાબ છે કારણ કે કાફરો એને ગણવામાં આવે છે કે જેઓ (મોમીનોની) હાજરીમાં તેમજ ગેરહાજરીમાં એક સરખોજ વર્તાવ રાખે છે. અને બાતિનમાં જોકે તેઓ ઇન્કાર કરતાં હોય છે છતાં જાહેરમાં તેઓ આ ફિરકાની તઆલીમનો સ્વિકાર કરે છે એવો દેખાવ કરતા નથી. તેઓ બોધદાતા (મઆલીમ) ની રૂબરૂમાં એ મુજબની તેમણે કરેલી રજુઆતને લીધે મોમીનો સાવધ રહેતા હોવાથી તેમના કાવત્રાઓથી બચી જાય છે. તેઓ તેમનામાં જેટલી શકિત હોય તેટલી શકિત સાથે બધા પ્રકારની વિરૂદ્ધતા કરવામાં પાછા પડતા

નથી પણ એ સાથે તેઓ પોતાના ઈરાદાઓ છુપાવતા નહિ હોવાથી મોમીનો અગાઉથી તે માટેના સાવચેતીન પગલાં લઈ રાખે છે.

એક કવીએ કહ્યું છે કે—

"એક મુનાફ્ક ભાઇ કરતા એક વફાદાર કુતરો વધારે સારો છે."

બીજી જગ્યાએ કહ્યું છે કે—

"કાંતો ચોખો કાફ્ર બની જા અથવા પાક મોમન."

વળી એક બીજી જગ્યાએ પણ કહ્યું છે કે—

"એક મુનાફ્ક બને તેના કરતાં એક (પુરેપુરો) કાફ્ર બને તો વધારે સારૂં."

"કાંતો જંગબારનો સીદી બની જા અથવા પાક મોમેન (બન) કાંતો પત્થર જેવો સખ્ત બની જા અથવા મીણ જેવો નરમ."

આ છે ઈમામની સિફ્તનો, અહલેવહેદત, અહલે તરતીબ, અને વિરૂધિયોને લગતાં ખુલાશા કે જે દરેક જણ સમજી શકે એવી ભાષામાં વર્ણવામાં આવેલ છે

કે જેથી સાધારણ લોકો, એ બાબતોનો ઘણી સ્હેલાઇથી અભિયાસ કરી શકે અને તેના ફાયદાથી બેનશીબ રહેવા પામે નહિ.

—તેની ઝાતના ગૌરવથી—

"એક કુતરાને કેળવવાથી તે ચાલાક અને ઝડપી બની જાય છે અને જ્યારે તે (ગુઢાર્થ) જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે તે સાત ઇરીસીયનોની સોબતમાં ભાગ લે છે. એક કેળવાયેલ કુતરો ઉપદ્રવ કરવાનું છોડી દે છે અને ઝાડની ઘટાની અંદર ફકત હલાલનોજ તે શિકાર કરે છે.

—સમ્પૂર્ણ—